ગાંડીવ બાલોદ્યાનમાળા (૨)

પુષ્પ : : ત્રીજું

# ખોટી ખોટી વાતો

સંયોજક

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦-કેળાંપીઠ

સૂરત

0—૪—0

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૪૦૧૦

## આંચણાં

કન્યાઓમાં લ્હાણી કરવા માટે લોકગીતોની આ સરસ ચોપડી મંગાવો

0—૫—0

મુદ્રક—પ્રકાશક

નટવરલાલ વીમાવાળા

ગાંડીવ મુદ્રણાલય

ગાંડીવ સાહિત્ય મંદિર

કળાપીઠ—સુરત

પહેલી માળા

૩૦

બાળપુસ્તકો

ફેન્સી બાક્સ સાથે રૂા. ૭ાા

પ્રથમાવૃત્તિ

# નામકરણ

આ ચોપડીનું નામ 'ખોટી ખોટી વાતો' કેમ ? એને કારણ છે. અમસ્તુંજ નથી રાખ્યું.

એ નામ જમદેવની વાત પરથી ઉદ્ભવેલું મૂળ વાત બંગાળીમાં વાંચેલી. તેમાં વાત જમદેવની તરીકે નથી. નસીબની—વિધાતાની તરીકે છે. વાત મને રસિક લાગી. પણ નસીબવાદનો રોગ આપણા દેશને એટલો બધો લાગુ પડેલો છે કે એનો પ્રચાર બાળકોમાં કરવો એ મને એક ભયંકર ગુન્હો લાગે છે. એટલે એ વાત લખવાનો ખ્યાલજ મેં જતો કર્યો.

પણ થોડે દહાડે વળી એ વાત સાંભરી. પાછી તેની રસિકતા પર લોભાયો. વિચાર કરતાં થયું કે એ વાત ખોટીજ છે—બનાવટીજ

છે એવી છાપ પહેલેથી બાળક પર પાડીને પછી તેમના આગળ તે રજુ કરાય તો !

તેમાંથી 'ખોટી ખોટી વાતો' એ નામ ઉદ્‌ભવ પામ્યું. ને કુલ ચાર ખોટી ખોટી વાતોની ગુંથણી કરી આ ઝુમખું તૈયાર કર્યું. બાળકોને નામનું જેટલું આકર્ષણ થશે તેટલુંજ અંદરની વાતોનુંય થશે એમ માનું છું.

વાતો સ્વતંત્ર નથી—બધી લોકકથાઓ જેવી ને પરભાષામાંથી લાધેલી છે, એટલું કહી દેવું ઘટે.

ન. વી.

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દસ.

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું: ૧૯૦ કેળાંપીઠ સુરત**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

# મચ્છલકુંવર

એક હતો રાજા. તેને એક રાણી. એક જ રાણી હોં! સાત નહિ. પણ તેને કંઇ છૈયું છોકરૂં ન મળે.

એક દહાડો રાણી બાગમાં ફરતી'તી. તરસ ખૂબ લાગી. સાથે નોકર નફર તો હોયજ ને! એક દાસીને હુકમ કર્યો કે પાણી લઇ આવ.

દાસી તો ગઇ દોડતી, બાગમાં જ કુવારો હતો. ઘડો ભરીને પાણી લાવી.

ઘડો લાવીને રાણીજી સામે મૂક્યો. એક પ્યાલું લાવી. પ્યાલામાં પાણી રેડવા માંડયું. પાણી રેડતાં રેડતાં તો ભપ્પ કરીને એક નાન-

કડું માછલું ઘડામાંથી કૂદી પ્યાલામાં પડ્યું.

રાણીને તો ગમ્મત પડી. દાસીને હસતાં હસતાં કહે: મેર અલી, તું તે મને પાણી પાઇશ કે માછલું ?

દાસી તો ગભરાઇ ગઇ. શરમાઇ ગઇ. પછી બોલી: માફ કરો રાણીજી, હું બીજું પ્યાલું લાવું.

રાણીજી કહે: જા, લાવ. પણ આ માછલું જીવતું છે. તે છો જીવતું રહ્યું. આપણે એને એક કાચની બરણીમાં રાખીશું. દાણોદુણી નાંખીશું. છો બિચારૂં ખાઇપીને લહેર કરતું.

પછી તો રાણીએ એ માછલાને સારી પેઠે પાળ્યું. બિચારીને છૈયાં તો હતાં નહિ. આ એક રમકડું મળ્યું. રાણી તો માછલાને હુલાવે ને ફુલાવે. ખવડાવે ને પીવડાવે. રાણીને તો માછલા પર પ્રેમ લાગ્યો. રાજા તો રાણીની મશ્કરી કરે કે: વાહ રાણીજી વાહ! તમે તો ઠીક ધંધો શોધ્યો ને!

પછી તો રાજાએ માછલાનું નામ મચ્છલ-

કુમાર પાડ્યું. મશ્કરીમાંસ્તો. પણ રાજા નામ પાડે એટલે શું ? સૌ એજ નામે બોલાવવા લાગ્યાં. રાણી પણ એ નામે બોલાવવા લાગી. મચ્છલકું- વરના તો માન વધી ગયાં જો !

પણ થોડા દિન ગયા ત્યાં તો મચ્છલકુંવર બહુ મોટા થઈ ગયા. બરણીમાં માય નહિ. રા- ણીજી કહે: હવે આ વાસણ બદલવું જોઇશે. પછી તો કુંવરને એક રૂપાકુંડી ( ત્રાંબાકુડી નહિ ) માં મુકયા.

મચ્છલકુંવર તો ખાય છે, પીયે છે, રાણી સાથે રમે છે ને ગેલ કરે છે. ધીમે ધીમે મોટા મોટા થાય છે.

થોડા દહાડા ગયા ત્યાં તો મચ્છલકુંવરને રૂ- પાકુંડીય નાની પડવા લાગી તો!

રાણીજીએ તો એક મોટું તપેલું કરાવ્યું. રૂ- પાળું તપેલું, ભાત તો એવી સરસ પાડેલી ! કુંવરે તેમાં વાસો કર્યો.

મચ્છલકુંવર તો તપેલામાં નાચે ને કૂદે, ગેલ

કરે, મઝા કરે. પાછા ધીમે ધીમે મોટા તો થતાજ જાય છે ને ! પછી તો તપેલુંય નાનું પડવા લાગ્યું.

રાણી કહે: આ તો ભાઈ કોઇ જબરો મચ્છલ-કુંવર દેખું. હવે તો એને માટે મોટું તળાવજ જોઇશે તો.

મહેલના બાગમાં કુંડ હતો. મોટો કુંડ હતો, રૂપાળો હતો. રાણીએ તે સાફસુફ કરાવ્યો. ચોકખું નવું પાણી રેડાવ્યું. મચ્છલકુંવરની ત્યાં પધરામણી કરી.

રાણીજી તો રોજ સ્હવારે ત્યાં ખવડાવવા જાય. મચ્છલકુંવરને ભાત ખવડાવે, સાકરીયા ચણા નાંખે, વરીયાળી દાણા નાંખે, કંઇ કંઇ નાંખે.

એક દહાડો તો કૌતુક થયું. રાણી દાણા નાંખે છે ત્યાં તો મચ્છલકુંવરને વાચા આવી. તે કહે કે: રાણીમા, રાણીમા, મને તો એકલા ગમતું નથી. તમે મહેલમાં ને હું તો અહિં.

આ બાપરે ! આ માછલું તો જબરૂં નીકળ્યું ને ?—રાણીજી તો આભાજ થઇ ગયા. માછલાં તે

વળી બોલતાં હશે !

પછી તો રાણીજી કહે: શું કરું ત્યારે, દીકરા? તું કહે તેમ કરીયે.

મા, મને પરણાવો. મારે માટે વહુ આણો.

રાણી સમજ્યાં કે કહો ના કહો પણ આ માછલું ચમત્કારી છે. નહિ તો આવું ન બોલે. જોઇએ તો ખરા, એનો ચમત્કાર શું છે?

રાણી કહે વારૂ બેટા, હું તપાસ કરૂં છું, તું તારે નિરાંત રાખ.

પછી તો રાણીએ ઢંઢેરો પીટાવ્યો. ગામમાં શેરીએ શેરીએ ને આસપાસ બધે ડોંડીયાઓ ફરી વળ્યા. મચ્છલકુંવરને માટે કન્યા જોઇએ છે. મચ્છલકુંવરની સાથે જે પોતાની દીકરી પરણાવે તેને હજાર મહોર મળશે.

પણ લોકો તો બબડવા લાગ્યાં: હાય, હાય! આ રાણી શું કરવા બેઠી છે. ગાંડી થઇ ગઇ કે શું? વળી કોઇ માછલાં સાથે તે પરણતું હશે? કે વળી કોઈ પોતાની દીકરી પરણાવતું હશે?

રાણીનું લાડકું હોય તેમાં શું થઈ ગયું ?

ગામમાંથી કોઇએ હાજ ન પાડીને ! માછલા સાથે તે કોણ દીકરી પરણાવે ?

પછી તો ગામેગામ માણસો દોડાવ્યાં, ખુબ ભટકાવ્યાં. હજારને બદલે દશહજાર સોના મહોર આપવી કરી. પણ લોકોમાં તો ગપ ફેલાઇ કે માછલું વહુને ખાઇજ જશે. કોણ દીકરી પરણાવે ?

છેવટે એક બાઈ નીકળી. તેને સાવકી દીકરી હતી. દીકરી ભારે રૂપાળી. અઢાર વીસ વરસની. પણ સાવકી મા પરણાવે જ નહિ. તેની પાસે પૈસાજ નહોતા ને !

રાણીના માણસે તેને લલચાવી. દશહજાર સોનામહેર કંઇ કહેતાં થાય છે ? બાઇ તો પીગળી ગઇ. નક્કી થયું. દીકરીને માએ કહ્યું: કીકી, કીકી! તારાં લગ્ન નક્કી કર્યાં છે. મચ્છલકુંવર સાથે તને પરણાવવાની છે. જા, નાહી ધોઇને ચોકખી થા. પછી ગામ જવાનું છે.

કીકી તો ઘડો લઇને નદીએ નહાવા ગઈ.

રસ્તે ચાલતાં તેની આંખમાં તો આંસુ આવી ગયાં. માછલા સાથે પરણવાનું તે કોને ગમે? પણ કરે શું?

રડતી રડતી નદીએ નહાવા બેઠી. એકલીજ હતી. નદીપર બીજું કોઇ નહોતું.

એ રડતી'તી તે જોઇને એક માછલીએ નદીમાંથી ડોકું કાઢયું ને પૂછયું: કેમ રડે છે, બેટા?

કીકીએ તો બધી વાત માંડીને કહી.

માછલી તો કહે: ઓહોહો! એમાં રડે છે શાની? ગભરાવાનું છેજ નહિ. જોને, તું ખુશીથી પરણી જજે. પછી જ્યારે તું મચ્છલ કુંવરની પાસે જાય ત્યારે કુંવરને માથે સાત ટપલી મારજે. જોજે, કંઇ નવુંજ કૌતક તું જોશે.

કીકી તો અચંબો પામી. પણ મનમાં ધાર્યું: વાત ખરી હશે. નહિ તો માછલાં તે વળી માણસ પેઠે બોલતાં હશે?

કીકી તો ઘડો ભરીને ઘેર ગઇ. પછી રાણીના દૂત તેને પોતાની સાથે લઇ ગયા.

પછી તો રંગેચંગે ને પૂર ધામધૂમથી મચ્છ-લકુંવરનાં લગન થયાં. એક દોરો એક નાકેથી મચ્છલકુંવરને બાંધ્યો ને બીજે નાકેથી કીકીના હાથમાં આપ્યો. વાજાં વાગ્યાં દ્રુમદ્રુમ ને લગન થઇ ગયાં.

રાત પડી. કીકી–મચ્છલરાણી તો તળાવકાંઠે બેઠી છે. કુંવર તેને બોલાવે છે કે તળાવમાં પડ; પણ તેની હિંમત ચાલતી નથી. એટલે તો કુંવર જ તરતો તરતો કાંઠે આવ્યો ને માથું ઉંચું કર્યું. રાણીએ તો ટપાક ટપાક સાત ટપલા લગાવ્યા. સાતમે ટપલે તો ઝગઝગઝગ એવું તો અજવાળું થયું કે જાણે સૂરજજ સામે ના ઉગ્યો હોય ! કીકીની આંખો મિંચાઇ ગઇ. થોડી વારે ઉઘાડી જુએ છે તો સામે એક કુંવર ઉભો છે. માછલું બાછલું છે નહિ. એ તો એક કુંવર જ હતો, તેને એક ડાકણે માછલું બનાવેલો. મચ્છ-લરાણી તો રૂપાળા ને હસમુખા કુંવરને જોઇ રાજી-રાજી થઇ ગઇ. પછી બંને જણાં મહેલમાં રાણી

પાસે ગયાં ને વાત કહી. રાજારાણીએ કુંવરને દીકરો કરીને જ રાખ્યો ને છેવટે રાજગાદી પણ આપી. પછી સૌએ ખાધું પીધું ને મોજ કરી.



દેડકાનું સરકસ

# બિલાડકુમારી



એક હતો રાજા. તેને ત્રણ છોકરા. રાજા ઘરડો થયો. એક દહાડો ત્રણેને બોલાવ્યા. કહ્યું: જુઓ દીકરાઓ! તમે છો ત્રણ ને ગાદી છે એક. હું હવે ઘરડો થયો. તમારા ત્રણમાંથી એકને ગાદી મળે. પણ કોને આપવી તે મને નથી સમજાતું. તમે ત્રણે ભલા છો. ત્રણે ડાહ્યા છો. મારે કરવું શું?

એટલે મેં નવી રીત શોધી છે. તમે એક કામ કરો. ત્રણે જણ પરદેશ ખેડવા આજે નીકળી પડો. એક વરસ બરાબર ફરો. છેક છેલ્લે દહાડે પાછા આવો.

આવતે વરસે આ દહાડે ત્રણે ભાઇઓ પાછા ફરે. સૌ એકેક ઉમદા ઘોડો લેતા આવે. સૌમાં જેનો ઘોડો સરસ હશે તે મારા પછી રાજા થશે.

કુમારો કહેઃ વારૂ, જી. ત્રણે કુંવર તો ઘેર ગયા. માને પગે લાગ્યા. ગુરૂને પગે લાગ્યા. કાકાને પગે લાગ્યા. સૌ ઘરડાંને પ્રણામ કરી ત્રણે ભાઇ તો સાથે નીકળ્યા.

જતાં જતાં એક ઠેકાણે ત્રણ રસ્તા ભેગા થતા હતા. ત્યાં કુંવરો આવી લાગ્યા. ત્યાંથી ત્રણે છૂટા પડ્યા.

શહેર તરફ જતો હતો એ રસ્તે મોટો ભાઇ ગયો.

દરિયા તરફ જતો હતો એ રસ્તે વચલો ગયો.

જંગલ તરફ જતો હતો તે રસ્તે નાનડો ગયો.

( ૨ )

નાનડો તો જંગલમાં પેઠો ને ચાલ્યો ચાલ્યો જાય છે. એમ કરતાં રાત પડી. વનમાં તો અંધારૂં ઘોર. વાઘ ગરજે ને સિંહ ઘોરે. શિયાળવાંની

ચીસ સંભળાય. પવનના સુસવાટા આવે. વન તો એવું બિહામણું કે ન પૂછો વાત.

નાનડાને થયું હું તો રસ્તો ભૂલ્યો, કે શું ? તો યે ધીરે ધીરે ચાલ્યો જાય છે. એ તો બહાદુર હતો ને! એ બ્હીએ શાનો ?

તોયે જતાં જતાં દૂરથી એક દીવો દેખાયો એટલે એણે 'હાઆઆશ' કરીને દમ મૂકયો.

પછી ગયો દીવાને અજવાળે અજવાળે. જુએ છે તો મસ મોટો મહેલ છે. ઘણી ઘણી બારી છે. એક બારીમાંથી દીવો ઝબકઝબક ઝબકે છે.

મહેલનો દરવાજો પણ બહુ મોટો. દરવાજે એક રણશિંગુ લટકે. નાનડાએ તો શિંગડામાં ફુંક મારીને અવાજ કર્યો. અવાજ સાથે ભદ્ દઇને બારણાં ઉઘડ્યાંજ છે ને!

કુંવરભાઇ તો અંદર પેઠા! પણ મહેલ તો ખાલીખમ! ઓરડેઓરડા જોઇએ તેટલા. પણ ઓરડામાં નહિ માણસ કે નહિ જાનવર. કુંવરના તો અચંબાનો પાર નહિ.

એમ કરતાં કરતાં એક મોટે ઓરડે એ આવ્યો. ઓરડામાં એક સિંહાસન હતું. તે પર બીજું તો કોઇ નહિ, પણ એક ધોળી બિલાડી બેઠેલી.

કુંવર બારણે પહોંચતાંજ બિલ્લીબાઇ બોલ્યાં: આવ રે કુંવર આવ! દૂરદૂરથી આવ્યો છે, થાકયો-પાકયો થયો છે. હાથ ધો, મ્હોં ધો, પાણી પીને ઠંડો થા. ખાવાનું તૈયાર છે.

કુંવરને તો નવાઈ લાગી. બિલ્લીબાઇ તે બોલતાં હશે? ત્યારે આ કેમ બોલે? પણ તેને તો ભૂખ કકડીને લાગેલી, એટલે બીજો વિચાર પછી થશે, એમ કરી હાથ મ્હોં ધોયા. બિલાડી કહે: ચાલો હવે.

બંને જણ રસોડે ગયા. શું એ રસોડાનો ઠાઠ! સોનાના થાળા ને રૂપાના વાડકા. ભાણું પીરસેલું તૈયાર, શિખંડ ને લાડુ ને બરફી ને પેંડા. ભજીયાં બધી જાતનાં. શાકમાં ભીંડા ને કારેલાં, વેંગણ ને વળી તુરિયાં. કુંવરભાઇ તો પેટ ભરીને જમ્યો. ખુબ ખાધું. રસોઇ પણ એવી કે

જાણે ખાધાંજ કરીએ.

જેમ એ ખાતો જાય તેમ પાછું પીરસાતું જાય. કોણ પીરસે તે તો દેખાય નહિ. ભાણામાં વધે એ વાત ખરી. જે કંઇ જોઇએ તે બિલાડીએ મ્હોંમાંથી બોલવાની જ વાર. બોલતાંજ દોડતું દોડતું આ-વીને હાજર થાય.

ખાઇ રહ્યો, એટલે જળનો ઘડો આવ્યો, સાબુ આવ્યો, ટુવાલ આવ્યો. મ્હોં ધોયું ને હાથ ધોયા, ત્યાં તો સોનાની ડબ્બીમાં સુંદર પાન ઉડતું આવીને તૈયાર !

કુંવર તો થાકેલો બહુ. બિલ્લીબાઇ લઇ ગયા, સૂવાને ઓરડે. સવામણ રૂની તળાઇમાં ભાઈ તો સૂવા પડ્યા. આંખ મીંચતામાં ઉંઘી ગયા.

સ્હવારે જાગ્યા. બિલ્લીબાઇ કહે: ચાલો નાસ્તો ખાવા. નાસ્તો ખાધો. પછી કહે: બધો મહેલ જુઓ. મહેલ જોઈ જોઈ રાજી થયા. એટલે બિલ્લી-બાઇ કહે: ત્યારે કુંવર, તમે અહિંજ રહોને થોડા દહાડા.

આવું મજાનું રહેવાનું. કોને ન ગમે ? નાનડા ભાઈ તો રહી પડ્યા.

( ૩ )

એમ કરતાં કરતાં મહિનો ગયો, બે મહિના ગયા, ત્રણ મહિના ગયા. એક દહાડો કુમાર બિ-લ્લીબાઇને કહે: હવે તો હું જઇશ. બહુ રહ્યો.

બિલાડી પૂછે: કેમ વારૂ, ક્યાં જવું છે ?

ભાઇએ તો બધી વાત કહી. ઘોડો શોધી મારે ઘેર જવાનું છે. ઘોડો પણ મજાનો જોઇએ.

બિલાડી કહે: બસ એજ ને? આહોહોહો ! મને કહ્યું તો આજે ને? તમે તમારે રહો નિરાંતે. ઘોડો મારે આપવો. છેલ્લે દહાડે તે પર બેસી જજોને તમારે ઘેર.

નાનડાભાઇને તો મઝા પડી. આવું ખાવાપી-વાનું રહેવા સુવાનું. ને વળી ફક્કડ ઘોડો આયતો મળે. કોણ ના કહે ? ચાલોને ભાઇ, રહી પડો અહિંયા.

ભાઇ તો ત્યાં રહ્યા ને મઝા કરવા લાગ્યા.

(૪)

એમ કરતાં વરસ પૂરું થવા આવ્યું. એક બે દહાડાજ રહ્યા.

એટલે કુંવર કહે:

બિલ્લીબાઇ બિલ્લીબાઇ મારો ઘોડો આણો
ઘોડો લઇને ઘેર જાઉં
ઘેર જઇને રાજા થાઉં
રાજા થઇને રાજ કરું
પ્રજાના સૌ દુ:ખ હરું

ત્યારે બિલ્લીબાઇ કહે: ભલે ભલે, ભલે. ચાલો તબેલે.

મહેલની પાછળ તબેલો હતો. તબેલે ગયા. કુંવરે દરવાજો ખોલ્યો. જોતાંજ સડક થઇ ગયો! અહાહા! કેવો સુંદર ઘોડો! જાણે રૂપાથી મઢેલો દેહ ન હોય! એવો સુંદર, ધોળો, મજબૂત, દેખાવડો ઘોડો ત્યાં ઉભો હતો. જાણે એની વાટ ન જોતો હોય!

કુંવરે તો બિલ્લીબાઇને પ્રણામ કર્યા. ઉપકાર

માન્યો. મારી છલંગ ને બેઠો ઘોડા પર.

ઘોડો તો પવનવેગે છૂટયોજ છેને!

( ૫ )

જોતજોતામાં તો નાનડો કુંવર ઘેર આવીને ઉભો. ત્યાં તો બીજી બાજુથી પેલા બે કુંવરો પણ આવ્યા. એકે આણેલો ખૂબ સરસ બદામી ઘોડો. ને બીજાનો ઘોડો કાળો મેંશ જેવો, પણ ચકચકતો ને કદાવર; તે પણ સરસ હતો.

રાજાજીએ તો ત્રણે ઘોડા જોયા. મ્હોં જોયાં, આંખ જોઈ. ખોંખારો જોયો. ઘોડા તો બધા જાણે એક એકથી સરસ. તોયે રાજાને ધોળો રંગ પસંદ પડયો.

પણ રાજાજી તો ન્યાયી હતા ને? બોલ્યા: જુઓ બેટાઓ, ધોળો ઘોડો મને સૌથી પસંદ છે. પણ બધા ઘોડા સરખે સરખા છે. માટે ઉપડો પાછા સફરે. ફરી આવો એક વરસ. ને સરસમાં સરસ, નાનામાં નાનું, બચુકલું એક કુરકુરિયું લાવો.

બાપાજીની આજ્ઞા. દીકરા બધા ડાહ્યા. ત્રણ

જણા તો ચાર દહાડા રહીને ફરી ઉપડ્યા. દરેક જણ પોતપોતાને ઘોડે બેઠો.

( ૬ )

આપણો નાનડો કુંવર તો બીજે શાનો જાય? પહોંચ્યો બિલ્લીબાઇને મહેલે. બિલ્લીબાઇ તો એને જોઇ ખુશખુશ થયાં. બધી વાત સાંભળી. પછી કહ્યું: ઓહો, એમાં શું? તમે તમારે વરસ બધું અહિં રહો. જવાની વખત થાય ત્યારે હું નાનકડું કુરકુરિયું આપીશ.

કુંવરભાઇ તો રાજી થયા ને રહી પડ્યા.

વરસ પૂરું થયું એટલે બિલ્લીબાઇએ તો કુંવરને એક બદામ આપી. મોટી બદામ. ખાસ્સી જમરૂખ જેવડી. પછી કહે: આને ભાંગજો એટલે તમારૂં મનમાન્યું મળશે.

કુંવર ઘેર પહોંચ્યો. પેલા બે ભાઇ તો આવેલાજ હતા. બંને પાસે એકએક કુરકુરિયું. નાનડાને જોઈ બંને બોલ્યા: કેમ, તું કુરકુરિયું નથી લાવ્યો?

કુંવરે તો ગજવામાંથી બદામ કાઢી. ફ્દ દઇને

અફાળી જમીન પર. એટલે હૂપહૂપ કરતું ભસતું લીંબુ જેવડું કુરકુરિયું માંહેથી નીકળ્યું જ છેને !

રાજાજીએ ત્રણે કુરકુરિયાં જોયાં. નાનડાનું તેમને પસંદ પડયું. તોયે બોલ્યાઃ હવે ચાલો, એક ત્રીજી વાર જઈ આવો. દુનિયાની સૌથી રૂપાળી છોકરીને લઈ આવો. જોજો, જે સૌથી સરસ લાવશે, તેને ગાદી મળશે.

( ૭ )

ત્રણે કુંવર ઘોડે બેસીને પાછ[illegible]ળ્યા.

નાનો કુંવર પાછો બિલ્લીમહેલે ગયો. બિલ્લીબાઇને વાત કરી. પાછાં બિલ્લીબાઇ કહેઃ ઓહો, એમાં શું ? તમે તમારે અહિં રહો. વરસની આખરે તમારૂં કામ થઇ જશે.

વરસ પૂરૂં થયું. કુંવરે વાત કરી. બિલાડીબાઇ કહેઃ કુંવર! એક કામ કરો. પેલી તલ્વાર પડી છે. તે લો. મારૂં ડોકું કાપો ને મારી પુંછડી કાપો. તમને જોઇશે [illegible] મળી રહેશે.

કુંવર [illegible]ો ચમકી ગયો. બોલ્યોઃ ના રે બાઇ,

એવું તે થાય ? તારો તો મારા પર કેટકેટલો ઉપ-
કાર છે. બિલ્લી છે તેમાં શું ? મને તારા પર
બહુ હેત છે. તારૂં તે ડોકું કપાય? અરે, તને
કાંટો વાગે તોય મને રડવું આવે.

પણ બિલ્લી તો એની પુંઠે જ પડી. બસ કાપો,
કાપો, કાપો, મારૂં ડોકું ને પુંછડું કાપો. છેવટે
કહે: કાપી તો જુઓ, એમાં કંઈ નુકસાન નથી.

( ૮ )

આખરે કુંવરને લાગ્યું કે આમાં કંઇ ભેદ છે.
નહિ તો વળી કોઇને મરવાનું મન થાય ? કુંવરે
તો તલ્વાર લઇને બિલ્લીબાઇના પુંછડી ને માથું
કાપી નાંખ્યા. ત્યાં તો બિલ્લી મટીને તે એક
સુંદર બાળાજ બની રહી તો !

સુંદર પણ કેવી ? ચાંદા જેવી ગોરી ! રૂ જેવી
નાજુક ! ફુલ જેવી હસતી !

જાણે કોઇ રાજાની કુંવરીસ્તો.

કુંવરી બોલી: કુંવર, મને તો એક ઘરડા જા-
દુગરે બિલ્લી બનાવેલી. તમારે હાથે હું પાછી

માણસ થઈ. ફરમાવો, તમારી સેવામાં હાજર છું.

કુંવર તો જાણે હરખે ઘેલો બન્યો!

પછી બંને જણ રાજા પાસે ગયાં. બીજા બે ભાઈઓ પણ એકેક બાળા લાવેલા. પણ ક્યાં આપણી બિલાડકુંવરી, ને ક્યાં એ છોકરીઓ!?

રાજાજી બોલ્યા: નાનડા! દર વખતે સૌથી સારી વસ્તુ તુંજ લાવ્યો છે. માટે તું ગાદી પર બેસ.

નાનો કુંવર કહે: ના બાપાજી, મારે એકલાને ગાદી ના જોઈએ. અમે ત્રણે જણા રાજ કરીશું.

ત્યારે બાપાજી બોલ્યા: ભલે, એમ રાખજો.

પછી બધાએ ખાધું પીધું ને મજા કરી.



આ શું છે!

## જમદેવ

અસલના જમાનાની વાત છે. ખોટી ખોટી વાત છે. કોઇએ બનાવી કાઢેલી. પણ છે ગમ્મતની.

એક હતો બ્રાહ્મણ. ગરીબ બહુ. ઘરમાં માત્ર તે, તેની વહુ અને એક દીકરો. પણ આટલાનું ગુજરાન કરવા જેટલીય આવક ન મળે.

ભાઇસાહેબ ભણેલા તો બહુ. પૂરા પંડિત. શાસ્ત્રપોથીમાં તો પહેલો નંબર. ગીતા પુરાણમાં ઉસ્તાદ પણ પૈસા કમાતાંજ ન આવડે. ભીખ માંગવા નીકળાય જ નહિ ને!

એક દહાડો ઘરમાં સૂતેલો. સૂતો સૂતો મનમાં વિચારે છે: ભલા ભગવાન, મારૂં નશીબ આવું કેવું! ઘરમાં હાંલ્લેહાંલ્લાં કુસ્તી કરે! ખાવાપી-

વાના સાંસા ! સંસાર કેમ ચાલશે ?

સુતાં સુતાં ઉપર નજર ગઇ તો છાપરામાંથી એક મેંશવાળું જાળું લટકતું જોયું. બ્રાહ્મણ સુતો સૂતો વિચાર કરતો હતો ત્યાં તો એ જાળું તુટીને પડ્યું જમીન પર. જમીન પર પડતાંજ તેનો સાપ થઇ ગયો. ત્યાંજ ભાઇની વહુ ને દીકરો સૂતેલા. સાપ બંનેને કરડ્યો. સખત કરડ્યો. અને ઘરની બહાર ચાલ્યો ગયો !

બ્રાહ્મણ તો આ જોઇને સડકજ થઇ ગયો. આ તે શું જાદુ ?

પણ વહુ ને છોકરો તો મરી ગયાં. હવે શું કરવું ? પોક મૂકીને રડવું ? શા માટે ? જીવતાં હતાં ત્યારે તો ખવડાવવું ભારે પડતું. ને રડવાથી શું વળે ?

( ૨ )

ભાઇ તો એમ વિચારી ઘરની બહાર નીકળ્યા ને ગયા સાપની પાછળ પાછળ. આ જાદુઇ સાપ બીજા શું વેશ ભજવે છે તે તો જોઇએ !

આગળ સાપ ને પાછળ બ્રાહ્મણ. બંને ચાલ્યા ચાલ્યા જાય છે. એવામાં એક ખેતર આવ્યું. સાપ ખેતરમાં પેંઠો. બ્રાહ્મણ પણ પાછળ પાછળ ગયો. ખેતરમાં એક બકરૂં ચરે. તેને ઝાડ સાથે બાંધેલું. સાપ તો ફદ્ દઇને સાંઢ બન્યો. બકરાના પેટમાં શીંગડા ખોસી દીધા. બકરો બેં બેં કરતો લોહી-લુહાણું થઇ પડયો ને મરી ગયો!

પંડિતજી તો ડઘાઇને જોઇ જ રહ્યા!

સાંઢ પાછો સાપ થયો ને આગળ ચાલ્યો. થોડે દૂર એક જુનું પુરાણું દહેરૂં હતું. દહેરામાં એક મહંત રહે. તેની પાસે એક હાથી હતો. સાપ તો જઇને હાથીને કરડયો. હાથી મુડદું થઇને પડયો. પંડિતજી પણ આ બધું જોયા કરે છે.

( ૩ )

પાછાં ચાલ્યા ચાલ્યા જાય છે—આગળ સાપ ને પાછળ પંડિતજી.

થોડે દૂર ગયા કે બીજું ખેતર આવ્યું. તેની વાડ પડી ગઈ હતી. ખેડુત વાડ સમી કરે. થોડે

દૂર ખેડુતનો છોકરો રમે છે.

બપોર થયા છે. ખેડુતની વહુ રોટલા ભાત લઇને વાડને નાકે આવી છે. નાકે આવીને દીકરાને બુમ પાડે છે: લખુડીયા, ઓ લખુડીયા..........

લખુડીયો દોડતો દોડતો મા તરફ ગયો. ત્યાં તો પેલો સાપ કાળો વીંછુ થઇને તેને પગે ડંખ્યો. છોકરો " ઓ બાપરે " કરતો પડયો. જોતજોતામાં રામ રમી ગયા. ખેડુત ને કણબણ રડવા બેઠાં. હસતા મોંઢે ચોધાર આંસુ આવ્યાં. પંડિતની આંખમાંથી પણ ડબડબ આંસુ પડ્યા.

( ૪ )

ત્યાં વીંછુ પાછો સાપ થઇને આગળ આગળ ચાલ્યો જાયજ છે. એમ ને એમ એણે બીજા પણ બે જીવ લીધા.

ત્યાંથી થોડે દૂર જતાંજ સાપ બની ગયો ઘરડો બ્રાહ્મણ.

ઘરડો બ્રાહ્મણ ચાલ્યો જાય છે. પાછળ આપણા પંડિતભાઈ છે. એમ કરતાં કરતાં પંડિતે તેને

પકડી પાડયો.

પાસે જઇને હાથ જોડીને ઉભો રહ્યો. ઘરડો બ્રાહ્મણ પણ ઉભો રહ્યો ને પૂછયું: કેમ, શું છે?

મહારાજ, આપ કોણ છો?

ડોસો કહે: તારે જાણીને શું કામ છે?

પંડિત કહે: મહારાજ કહોને, મારે કામ છે.

ડોસો કહે: તું મારી પાછળ પાછળ તો આવે છે. હજુ ના સમજ્યો, હું કોણ છું તે?

મહારાજ, મને જણાવો.

હું કાળ છું. મૃત્યુ છું. જમદેવ છું. તેં જોયું ને?

પંડિત કહે: ભલે મહારાજ, પણ તો એક વાત મને કહો. મારૂં મરણ શાથી છે?

ડોસો કહે: તે કંઈ કહેવાય નહિ.

પણ પંડિતજી તો ખૂબજ વળગ્યા. ડોસાને આગળ જ જવા ન દે ને! છેવટે ડોસે કહ્યું: હું તને કહું તો ખરો. પણ તું કોઇને તે વાત કરશે તો મરીજ જશે.

પંડિતજી કહે: વારૂ, નહિ કહું. કોઇને નહિ કહું.

આમ સોગંદ ખાધા એટલે ડોસો બોલ્યો: તને મગર ગળી જશે.

એટલું બોલી ડોસો તો ક્યાં જતો રહ્યો તે જણાયુંજ નહિ. ગેબ થઇ ગયો.

( ૫ )

પોતાનું મોત કેમ થશે તે જાણવાથી પંડિતજીએ એક વિચાર કીધો. મગરવાળે થાનકે જવુંજ નહિ. તળાવે નહિ, નદીએ નહિ, સરોવરે નહિ. કદિ ત્યાં જાઉં જ નહિ, તો મગર મને ક્યાંથી ગળવાનો? મગર કંઇ પાણી બહાર થોડોજ હોય? ને પાણીની પાસેજ ન જવું તો!

પંડિતજીએ તો આવો વિચાર કીધો, ને આગળ ચાલ્યા.

થોડે દૂર ગયા તો એક શહેર આવ્યું. એક ભલો રાજા ત્યાં રાજ કરે. પંડિત તેને મહેલે ગયો. રાજાએ તેને રહેવા ખાવાનો બંદોબસ્ત કરી આપ્યો.

બધી વાત થઇ એટલે મહારાજ કહે: રાજાજી,

મારે એક વાતનો નીમ છે.

શું નીમ છે ભાઇ?

હું કદિ નદીએ નહાતો નથી. નહિ નદી, નહિ તળાવ, નહિ સરોવર. હું નહાવા ધોવાનું ઘેરજ રાખીશ.

અસલના વખતમાં તો ગામને પાધર નદી હોય તો બધા ત્યાંજ ન્હાય. પાણી કોણ ઘેર ઉનું કરે?

રાજા બોલ્યોઃ એવો તે નીમ હોય? લોકો તો બધાજ નદીએ નહાય છે. બ્હીવા જેવું કંઇ નથી.

ના, માફ કરજો. પણ હું ઘર બહાર નહિ નહાઉં. કૂવાને પાણીએ ન્હાઇશ.

રાજો સહેજ હસ્યો. વારૂ, ઠીક. તેમ તો તેમ. એમાં મારૂં શું જાય?

પંડિતજી તો ત્યાં રહ્યા.

( ૬ )

હવે આ રાજાને પેટે છોકરૂં ના મળે. રાણીની ઉંમર પણ મોટી. હવે તો છોકરૂં થાય પણ શાનું?

રાજારાણી આમ વિચારી બહુ દુ:ખી થતાં.

પણ આ પંડિતજી પધાર્યા ત્યારથી તો બધો ફેરફાર થઈ ગયો. તે રોજ પૂજા કરે છે, પાઠ કરે છે, પોથી વાંચે છે. રાણીને આશિષ દે છે. રાણીને તો આશિષ ફળી. થોડે દહાડે છોકરો થયો.

પછી શહેરમાં ખૂબ ધામધુમ થઇ રહી. રાજાએ પંડિતજીને કહ્યું: મહારાજ, આ છોકરાને ભણાવવાનું તમારે.

મહારાજ કહે: વારૂ.

એમ કરતાં કરતાં છોકરો મોટો થયો. છોકરો તો મોંઘા મુલનો. ભારે લાડકવાયો. રાણીને પણ વહાલો ને રાજાને પણ પ્યારો. ને આપણા પંડિત ભાઇને ય તેના પર હેત તો ઘણુંજ હોય ને!

( ૭ )

સાત વરસનો થયો, એટલે જનોઇ દેવાનું થયું. દહાડો નક્કી થયો. મોટી ધામધુમ શરૂ થઇ. છોકરાને ન્હવડાવી ધોવડાવી જનોઇ દેવાની. જનોઇમાં તો નદીએજ ન્હાવાનું હોય.

પણ પંડિતજીએ તો ના પાડી. તમે બધા એને ન્હવડાવી લાવો. હું આવવાનો નથી. મારે નીમ છે.

રાજા કહે: કેમ મહારાજ, તમને બ્હીક શાની છે?

મહારાજ કહે: હું મગરથી બ્હીઉં છુ.

ઓહોહો, ત્યારે એમ કહોને! આ નદીમાં કોઈ મગરજ નથી. નાની નદી છે. તમે તમારે ખુશીથી જાવ. બેચાર ડગલાં પાણીમાં જજો. વધારેમાં જતાજ ના. પણ ગુરૂ વગર કંઈ ચાલે? ન્હવડાવે તો ગુરૂજ ને?

પણ તોયે બ્રાહ્મણભાઈ ન માને. ત્યારે રાજા કહે: ચાલો ત્યારે, એક વાત કરો. તમે જાવ. પણ સાથે હું સો માણસ મોકલું છું. તે બધા તમારી આસપાસ ઉભા રહેશે. પછી શી મકદૂર કે મગર આવે? તમે ફક્ત ચાર છ ડગલા પાણીમાંજ જજો.

બાપાનું જોઈને દીકરો વળગ્યો. કુંવર તો પાછો લાડકવાયો. ગુરૂ ન આવે તો તો હું ન્હાઉંજ નહિ ને! એવી એણે જીદ લીધી.

સો માણસ નદીમાં ઉતરીને પહેરો કરે એ શરતે આખરે ગુરૂજી કબુલ થયા. બધા નદીએ ગયા. કુંવર તૈયાર થયો. ગુરૂજી તૈયાર થયા. સો માણસથી વીંટળાઇને બંને નદીના પાણીમાં ઉતર્યા

પણ કુંવરને તો પાણીમાં નહાવાનું બહુ ગમે. તેણે તો પાણીમાં કૂદાકૂદ કરી મૂકી નાચે, કૂદે ને ગેલમાં ગુરૂને છાલકો મારે. એમ કૂદતો જાય ને પાણીમાં આગળ વધતો જાય. ગુરૂ કહેઃ બસ. કુંવર કહેઃ હવે બેજ ડગલાં. જરાકજ. કેસી ગમ્મત આવે! એમ બ્હીઓ છો શું મારા ભાઈ?

આસપાસ સો માણસનું કુંડાળું છે. કુંવર આગળ જાય છે ને ગુરૂને પણ ખેંચે છે. થોડે ગયા. પાણી કમ્મર સુધી આવ્યું. કુંવરને ગળા સુધી આવ્યું. ત્યાં તો ભપ્પ દઇને કુંવર મટીને મગર થયો. ગુરૂને લીધો ઝડપમાં ને ઉંડા પાણીમાં જતો રહ્યો!

સો માણસો રડતા કુટતા ઘેર ગયા! કુંવર કેવો ને વાત કેવી?

## ભેર મુરખ—

એક હતા કચરાભાઇ. નામ તો કંઇ બીજુંજ હતું. ઘણું મજાનું હોં ! પણ બધા કચરો કચરો કહીનેજ બોલાવે. એટલે જાણે એજ નામ પડી ગયું !

તેના ઘરમાં બેજ જણાં. તે ને તેની મા. બીજું કોઇ નહિ. ઘરે પણ શાનું, ઝુંપડીસ્તો. ગામને એક ખુણે ઝુંપડીમાં બંને રહે.

મા થોડું સૂતર કાંતે, થોડું દળે. અડોશી પડોશીનું કામ કરે. એમ કરીને સુખેદુ:ખે પેટ ભરે.

ધીમે ધીમે આપણા કચરાભાઈ મોટા થયા. પંદર વરસના થયા. સત્તરના થયા. પણ કામકાજ

કંઇ કરે નહિ. દહાડો બધી રમી ખાય. કૂદે નાચે ને રખડે. બે વાર પેટ ભરે, ને રાત પડે કે ઉંઘડી કાઢે. પણ કંઇ કમાય બમાય નહિ.

માનો તો એકનો એક. લાડકો તો ખરોજ ને! તોય રોજ ટોક ટોક કરે. કાંઇ તો કામ કર. કંઇ ધંધે તો વળગ. બે પૈસા કમાઇ તો લાવ. પણ કચરાભાઇ સાંભળે શાના?

પછી એક દહાડો તો ડોશીમા ખિજાઈ ગયાં: મેર રે અલ્યા! આવો તે શું પાકયો! શેર ખાય છે, શેર પીયે છે ને પાશેર પણ ઘરમાં તો લાવતો નથી! એ તે શું? કાલે જા કામે. ન ગયો તો તને ભૂખેજ ઠાકાવા દઉં. ખાવાજ ન આપું ને! લે, આ કહી દીધું.

માએ તો ડોળા રાતા રાતા કીધા. હોઠ પણ જાણે થર થર થથરે. ગુસ્સો તો જાણે એવો તો આવ્યો કે ન પૂછો વાત.

કચરાભાઇને લાગ્યું કે હવે તો વાત વંઠી. હવે તો કંઇક કરવું જોઇએ. ચાલો ત્યારે ભાઇ,

જઇએ નોકરીએ.

બીજે દહાડે કચરાભાઇ તો કામ શોધવા નીકળ્યા. ચાલતાં ચાલતાં એક ખેતર આવ્યું. ખેડુત હળ હાંકે. કચરો તેને કહે: ખેડુતભાઇ, ખેડુતભાઇ! મને કંઈ કામ સોંપીશ? તું જે કહે તે કરૂં. મને થોડી મજુરી આપજે.

ખેડુત કહે: વારૂ ભાઇલા. આ જુવારના સાંઠા કાપવાના છે. કાપી નાંખ. સાંજે તને ચાર સવાકા આપીશ.

કચરાભાઇ તો કામે વળગ્યા. કામ કર્યું. સાંજ પડી કે ચાર પૈસા લીધા ને ચાલ્યા ઘર તરફ.

આજે તો કચરાભાઇ હરખાય તો હરખાય! હસાઇ હસાઈ જાય. પૈસા કમાયો, પૈસા કમાયો એમ થયાં કરે. ને ભાઇ તો પેલા દોઢીયા ઉછાળતા ઉછાળતા ચાલે.

રસ્તે એક નાનો વહેળો આવે. તે પર નાનકડો જેવો પુલ. કચરાભાઇ તો ત્યાં પણ પૈસા

ઉછાળતા ઉછાળતા ચાલ્યા' ત્યાં તો આવ્યો
પવનનો સપાટો ને પૈસા ગયા પાણીમા !

પછી જોઈ લ્યો કચરાભાઈનું મ્હોં !

બિચારો તો વીલે મોંઢે ઘેર આવ્યો જાણે
આંખમાંથી હમણાજ આંસુ નીકળી પડશે. માને
વાત કહી. મા કહે: મેર મુરખ ! પૈસા તે વળી
ઉછાળતાં ચલાય ? હવે જે મળે તે લુગડાંને છેડે
બાંધજે, સમજ્યો. કચરો કહે: વારૂ મા. કાલે
તેમ કરીશ.

બીજે દહાડે કામે ગયો. ગામના દુધવાળો રસ્તે
મળ્યો. તેની તબીયત ઠીક નહોતી. કચરાને જો-
ઇને કહે: કચરા, કચરા મારૂં દુધ વેચી આવીશ ?
મારા જીવને કરાર નથી. વેચી આવશે તો તને
બશેર દુધ દઇશ.

કચરો કહે: વારૂ ભાઈ.

સાંજ પડી કે નાની મટકીમા બશેર દુધ
લીધું. ધોતીયાને છેડે મટકી બાંધી. માએ કહ્યું
હતુ ને ? છેડા ખુબ ઝુલતા નાખ્યા. ને કચરા-

ભાઇ તો કુદતા નાચતા ચાલી નીકળ્યા.

કુદતા ચાલતાં તો મટકી વાંકી થઈ ગઈ ને દુધ તો સરસર સરસર વહી ગયું.

કચરાભાઇ તો ઘેર જઇ જુએ તો દુધ ન મળે. માએ કહ્યું: મેર મુરખ! આમ તે લવાય? વાસણુ હોય તે તો માથે મૂકી લાવીએ.

કચરો કહે: વારૂ માડી, કાલે તેમ કરીશ.

ત્રીજે દહાડે પાછો ત્યાંજ ગયો—દુધવાળાને ત્યાં. દુધ વેચી આપ્યું. બધું વેચાઈ ગયું. દુધવાળે સાંજે મહેનત બદલે માખણુ આપ્યું. પાંદડાની અંદર બાંધીને આપ્યું.

કચરાભાઇ માખણુનું પડીકું માથે મેલી નીકળ્યા. ત્યાં તો તાપે તાપે—સુરજને તડકે માખણુ ઓગળવાજ માંડયું ને! માખણુ તો રેલો થઇને માથે લાગ્યું, વાળે લાગ્યું, પીઠે થઇને પડી ગયું.

કચરાભાઈ તો રડતા રડતા ઘેર ગયા. મા કહે: મેર મુરખ! માખણુ હતું તો હાથમાં લાવવું 'તું ને! કાલે એમ કરજે, સમજ્યો?

કચરાભાઇએ હા કહી.

પણ બીજે દહાડે કામ મળ્યું ભઠીયારાને ત્યાં. ભઠીયારા પાસે એક બિલ્લી હતી. તે કહે: ભાઇ કચરા! તું આજે મારી રોટલીઓ શેકી દઇશ? હું તને આ બિલ્લી આપીશ.

કચરો કહે: વારૂ શેઠ.

સાંજ પડી એટલે કચરાભાઇ તો બે હાથ વડે બિલ્લીના ટાંટીયા પકડીને નીકળ્યા. ઘર તરફ વળ્યા.

પણ બિલ્લીને તો દોરવાની હોય; કંઇ ટાંટી એ ઝાલવાની હોય? બિલ્લીબાઇએ તો કરી કુદા-કુદ, કાઢ્યું જોર ને માર્યો ભુસ્કો. કચરાભાઇને તો બ્હીક બહુ લાગી: વખતે કરડશે. બિલ્લીબાઇ ગયા નાસી ને કચરાભાઈ ગયા ઘેર.

મા કહે: મેર મુરખ! એને તો દોરી બાંધીને ખેંચી લાવવાની હોય. કાલે એમ કરજે, સમજ્યો?

કચરાભાઇ સમજી ગયા.

પછીને દહાડે એ રહ્યો મિઠાઇવાળાને ત્યાં.

તેણે સાંજે બરફીપેંડાનું મોટું જેવું પડીકું આપ્યું. કચરાભાઇએ તો પડીકાને બાંધી દોરડી ને ઘસડતા ઘસડતા ચાલ્યા. ઘસડાતા ઘસડાતા તે પડીકું ટકે? પડીકું ફાટી ગયું. બરફીપેંડા બહાર નીકળ્યા. પડયા રસ્તા પર; તે કૂતરા બિલાડાં ખાઇ ગયાં. કાગડા ચકલીએ ઉજાણી કરી. ને કચરાભાઇ તો રડતા રડતા ઘેર ગયા.

મા કહે: મેર મુરખ! એને તે એમ ઘસડાય? ખભે મૂકી આણવું 'તું. કાલે એમ કરજે.

કચરાભાઇ કહે: હવે નહિ ભૂલું.

બીજે દહાડે પાછા કામે નીકળ્યા કામ ખોળતા તળાવે ગયા. તળાવે જુવે છે તો કપડાંનો એક ઢગલો છે. પાસે ધોબી બેઠો છે. બેઠો બેઠો રડે છે. કચરો પૂછે: કેમ ભાઇ, રડે છે?

પલો કહે: રડું નહિ તો શું કરું? હું રહ્યો ઘરડો ખખ. છોકરો ગામ ગયો છે. આટલાં કપડાં ધોવાનાં છે. કાલે આપવાં જ જોઇએ. મારાથી ધોવાતાં નથી. બેર ક્યાંથી લાવું? ને ઘરાક કંઇ

વાયદા સાંભળે ?

કચરે તરત કહ્યું: ઓ હો હો, તે લાવોને, હું ધોઇ દઉં. પણ આપશો શું ?

ધોબી કહે: ભાઇ પૈસા તો નથી. આ એક ખોડો ગધેડો છે. તે જોઇએ તો આપું. મારે સૌ થઇ રહેશે.

કચરો કહે: વારૂ, તેમ તો તેમ.

કપડાં છબછબાવ્યાં. પાયા પાડયા. ધોઇને સફેદ ચન્ની જેવા કર્યાં. સાંજ પડી કે ધોબી ભાઇએ ખોડું ગધેડું આપ્યું.

મહાસુશીખતે કચરાભાઇએ તેને લુગડે દોરડે બાંધ્યું ને લીધું ખભા પર. ગધેડું તો કુદવા લાગ્યું ને ભુંકવા લાગ્યું. પણ કચરો કહે: આજે ન જવા દઉં. બહુ દહાડા માલ ગુમાવ્યો. આજે તો ઘેર લઇ જઇ માને સોંપું તો જ ખરો. એમ કરીને દુ:ખેસુખે કચરાભાઇ તો ખભે ગધ્ધો લઇને ચાલી નીકળ્યા.

\+ + +

હવે એ ગામમાં એક શેઠીયો રહે. ભારે તવંગર. વાડીવજીફા જમીન જાગીરનો પાર નહિ. નોકર ચાકર સિપાઇ સપરાં—ભારે ઠાઠમાઠ.

પણ બાપડો દુઃખી બહુ. પેટે છોકરો નહિ. ફક્ત એકજ છોકરી તે યે મુંગી ને મુજી. ન બોલે કે ન હસે. શેઠજીએ તો વૈદ તેડાવેલા ને હકીમ કરેલા. હજારો રૂપીઆ ખરચ્યા. પણ ન થાય બોલતી કે ન થાય હસતી.

વૈદ બધા કહે કે કોઇ એને હસાવશે તો એ સાજી થશે. હસતી પણ થશે ને બોલતી પણ થશે.

એમ કરતા તે તો મોટી થવા લાગી. શરીર સારૂં. દેખાવે રૂપાળી. મ્હોં તો જાણે ચાંદા જેવું. પણ બોલેજ નહિને !

શેઠે બહુ બહુ ઉપાય કીધા. પણ છોકરી હસે નહિ. ખાસ્સી પન્દર સોળ વરસની થઇ. પણ બોલવાની વાત નહિ.

છેવટ શેઠે નક્કી કર્યું કે જે એને હસાવે તેજ

એને પરણે ને મારી દોલત લે.

આ શેઠજીનું ઘર રસ્તામાંજ હતું. અને રસ્તેથી કચરાભાઇ તો ચાલ્યા ચાલ્યા જાય છે. ખભે ગધેડું છે. ખાડું છે. તે કુદે છે ને ભુંકે છે. ભુંકે છે ને કુદે છે.

પરસેવે ઝાબાઝાબ કચરાભાઇ પણ બોલે છે: આજે તો નહિ છોડું બચ્ચાજી! ગમે તેટલું ભુંક ને!

શેઠની દીકરી ઝરૂખે ઉભી હતી. અવરજવર જોતી હતી. ત્યાં તો કચરાભાઇ આવી લાગ્યા.

એટલે તેમને જોઇને મુંગી મુજી છોકરીને ખડખડ ખડખડ હસવું આવ્યુંજ છે ને! તેણે તો આવું કદિજ નહોતું જોયું. ગદ્ધાભાઇને ઉંચક્યા છે, કચરાભાઇ ચાલે છે; ગદ્ધાભાઇ પણ કૂદે છે ને કચરાભાઇ પણ કૂદે છે! જાણે ગધેડીયો નાચ!

બાપા! ગમ્મત, બાપા ગમ્મત!—કરતી ખડખડ હસતી તે તો અંદર દોડી. રોગ તેનો સાજો થઇ ગયો.

શેઠની ખુશાલીનું તો પુછવુંજ શું ?

તેણે તો શરત મુજબ કચરાભાઇ સાથે દીકરી પરણાવી ને દોલત આપી.

કચરાભાઇ શેઠના જમાઇ થયા. પછી તો ખાધુંપીધું ને લહેર કરી. કચરાએ ને વળી ઓલી ડોશીએ સુધ્ધાં સ્તો.

ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા
આવો ગપ્પીજી
બાર હાથનું ચીભડું
ને તેર હાથનું બી

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

## સેટ ૧ લો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ | ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ | ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦—૮—૦ | ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ | ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ | ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ | ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ | ૨૨ | મિયાઉં | ૦--૧--૦ |
| ૮ | જયબજરંગ | ૦—૬—૦ | ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦--૧--૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ | ૨૪ | બાળડાયરી | ૦--૩--૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ | ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦--૪--૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૪—૦ | ૨૬ | ગધેડાનું રાજ | ૦--૧--૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ | ૨૭ | રમકડાંની દુકાન | ૦--૧--૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦-૬-૦ | ૨૮ | જાદુઇ જમરૂખ | ૦--૧--૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ | ૨૯ | મકનો મસ્તાનો | ૦—૧—૬ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ | ૩૦ | બંગાળી બિરબલ | ૦—૬—૦ |

**પહેલો સેટ:** કુલ કિંમત ૮—૦—૬ તેને બદલે આપો લેનારને રૂપિયા સાડા સાત. પોસ્ટેજ, ટપાલ માર્ગે સવા રૂપિયો. સ્ટેશનવાળાં ગામોએ રેલ્વે પાર્સલ સસ્તું પડશે.

**સેટ બીજો:** ( તૈયાર છે ) (૧) ભૂલભૂલામણિ (૨) સવાકાની આપ વીતી (૩) ખોટી ખોટી વાતો પછી (૪) કોલસા કાકા (૫) પ્રાણી પુરાણ (૬) અજબસ્તાન (૭) સંતાકુકડી. જેમ જેમ તૈયાર થશે તેમ તેમ બહાર પડશે.

રસમય ] **ખાંયણાં** [ લોકગીતો

લોક સાહિત્યના ભેખધારી મેઘાણીજીએ લખેલા વિસ્તૃત પરિચય સાથે. બે ત્રણ સુંદર ચિત્રો છતાં કિંમત ૦—૫—૦ પોસ્ટેજ ૦—૧—૦